શ્રી

# અંબા માતાજીના છંદ.



છપાવનાર—

**ગીરધરલાલ મુલચંદદાસ**

ઠે૦ બરાનપુરી ભાગળ–સુરત.

સુરત–ચૌટાના પલ ઉપર આવેલા 'સુરત સિટિ'
પ્રિન્ટીંગ પ્રેસમાં વજેરામ માનસિંહે છાપી.

# અંબાજીનું મહાત્મ

—. ગરબો :—

( રાગ ટોપીવાલાનાં ટેળા ફિર્યા )

અંબાનુ ધામ આરાસુરમાં,
નાવે કોઈ અન્ય તે સમાનરે—
દુનિયામાં દેખો—અંબાનું ધામ આરાસુરમાં૦
સનમુખે ગબ્બર સોહામણો,
તેમાં આદ્ય અંબીકાનુ સ્થાનરે—દુનિયા૦
ચુંડમુંડ મહિષ આદિ મારિયા,
આવી વસ્યાં ગિરિ ગબ્બરમાં આપરે—દુ૦
પરછા પ્રત્યક્ષ માચે આપીયા,
કળિયુગમાં અધિકાધિક પ્રતાપરે—દુ૦
અરાડસે નવ્વાણુંની સાલમાં,
અમદાવાદી જૈન નગર શેઠરે—દુ૦
અદ્ભુત સંઘ એણે કાઢીઓ,
તારંગા સુધી પોંચીયા ઠેઠો ઠેઠરે—દુ૦
ત્યાંથી અંબાને વિસારીયાં,
ચાલિયા પછી આબુગઢ દિશાયરે—દુ૦
રાણાજીને સ્વપ્ન માએ આપ્યું,
જેને પ્રત્યક્ષ આવી થતાં સ્હાયરે—દુ૦
જૈન સંઘ સમજાવીને લાવજો,
દાણ લીધા વિણ કરવા દો યાત્રાયરે—દુ૦
રાણાજીએ ત્યાંથી કહેણુ મોકલ્યાં,
હેમાહડીને સમજાવાને જાયરે—દુ૦

જતિઓએ તો ગતિ મતિ ફેરવી,
પરભાર્યો ત્યાં સંઘ થયો વિદાયરે—દુ૦
દેવિને રોશ બહુ વાધીયો,
કારમો છોડયો કોલેરાનો રોગરે—દુ૦
સંઘતણો ભંગ પુરો થઈ ગયો,
હેમાહ્હીએ પાળ્યો પુરો સોગરે—દુ૦
ચુંદડી ઓઢી આવ્યા ચાચર ચોકમાં,
માગી ઘણી માજી તણી ક્ષમાયરે—દુ૦
અંબાને જે જનો નવ જાણુતા,
તેઓને તે પુરેપુરી જણાયરે—દુ૦
કળિયુગમાં કૌતક નવું ચાલીયું,
સંવત ઓગણી છત્રીસની સાલરે—દુ૦
ઈડરવાડે ને ત્રાંબલી ગામનો,
ઠાકોર નામે પરબતસીંહ વિશાળરે—દુ૦
યાત્રાર્થે હાંતે ચાલી આવીઓ,
રાણુાજીની માગવાને રજાયરે—દુ૦
ઘોડો નજરાણે નથી આપયો,
એમને એમ કરવાની યાત્રાયરે—દુ૦
એમને એમ રજા તો મળી નહી,
ઘરને બ્હાને રસ્તે માને જાયરે—દુ૦
રાણુાજીને સ્વપ્ન માયે આપીયું,
દુષ્ટ પેલો હાંણુ ચોરીને જાયરે—દુ૦
રાણુાજીના સ્વાર ત્યાંથી દોડીયા,
ઝાલી રાખ્યો નજર કેહની માંયરે—દુ૦

અડધી રાતે નાસી ઈડર આવીયો,
આવી રોયો સગાં સંબંધીની પાસરે—દુ૦
પરબત કહે મનખો મેં ગુમાવીયો,
આવીયો ભલે નાવીઓ જીવતો ખાસરે— દુ૦
સરવે મળી વિચાર સ્થિર સ્થાપીયો,
વાત ચલાવો અંબિકા આવે આંહીરે—દુ૦
બ્રહ્માણીનું દેવળ ખેડમાં ખોળીયું,
દુરસ્ત કરીને જોડી દીધું નામરે—દુ૦
રીસાઇને અંબાજી અહીં આવીયાં,
વાત ચલાવી બ્રહ્માણીને ધામરે—દુ૦
પંચે મળી પુજારી સ્થાપીયો,
તુરત તેના પુત્રના લીધા પ્રાણરે—દુ૦
ખુશાલને પરછો પુરો આપીયો,
એવી દેવી અંબિકાની ચાલે આણરે—દુ૦
હરિચંદ ઘાંચી પ્રાંતીજ ગામનો,
બાધા તો ઉતરાવા લાવ્યો બાળરે—દુ૦
તેના ઘેરે કાળભૈરવ પોચીયો,
ઘેર જતામાં આવ્યો ત્રણનો કાળરે—દુ૦
ઘરતો અનેકનાં ઉખડી ગયાં,
હતા જે કોઈ કરતા જુઠી વાતરે—દુ૦
એટલાથી ત્યાં તો પડી ભાંગીયું,
ગામે ગામ અંબિકા પ્રગટ થાયરે—દુ૦
મેળાવ ગામે ગપાટું ચાલીયું,
ડુબવા લાગ્યા અંબિકા આવેછે આંહીરે—દુ૦

લોક કહે આ કળિતણો પ્રતાપ છે,
ધુતારા મળી ધન કમાવા ધાયરે--દુ૦
દેવતાઓને ઠામો ઠામ દોડાવતા,
ધનને બ્હાને દેવને વગોવરાયરે--દુ૦
ગામો ગામે દેવળ છે અંબાતણાં,
ખરૂં માહાત્મ આરાસુર કહેવાયરે--દુ૦
જૈનોનાં દેવળ ગામો ગામ છે,
છતાં જાયે પાલીતાણાને ધામરે--દુ૦
સરસ્વતિ તો વહે ઘણા ઠામમાં,
છતાં તેનું મહાત્મ સીધપુર ગામરે--દુ૦
કૃષ્ણતણી મુરતી ગામે ગામ છે,
યાત્રાર્થે દ્વારિકા સરવે જાયરે--દુ૦
ચાર દીશાએ ચાર દેવિયો ગાજતી,
ઉત્તરમાહે આરાસુરી અંબાયરે--દુ૦
દક્ષિણે તુળજા પૂર્વે કાળિકા,
બહુચરમા ચોકચુંવાળે નીમાયરે--દુ૦
આપણ જાશું આરાસુર ધામમાં,
અંબામાની માગશું દયાયરે--દુ૦
ત્રિશુળે ઝાઝ જેણે તારીયાં,
વળી કીધો વણીક વિમળ રાયરે--દુ૦
ગાયે શીખેને કોઈ સાંભળે,
તેને સદા થાયે અંબા સ્હાયરે--દુ૦

श्री

श्री गणेशाय नमः श्री पराम्बा परमशिव बटुक हनुमानजी
શ્રી લક્ષ્મીનારાયણો પ્રસન્નોસ્તુ.
સંવત્ ૧૯૮૦ના વૈશાક સુદી ૩ અક્ષય તૃતિઆ શ્રી કાશી ક્ષેત્રમાં.
નેક નામદાર મહારાજાધિરાજ શ્રી જામ સાહેબ બહાદુર
રણજીતસિંહજી જી. સી. એસ. આઈ. જી. બી. ઈ.ના ખાસ
રાજવૈદ્ય ધીરજરામ જયશંકરે બનાવેલી.

# શ્રી અંબાજીની સ્તુતિ

( સીતાજીના બાર મહીના એ રાગ. )

અંબા ભજતાં હજુ કોઈની લાજ જતાં નથી જાણીરે;
જેની સુરતા અંબિકાની સાથ વદે વેદ વાણીરે—અંબા ભજતાં.
મધુર કૈટભ દૈત્ય સંહારી બ્રહ્મા વિષ્ણુ ઉગાર્યારે;
એવાં આદ્ય શક્તિ અંબે માત દેવોને જીતાડયારે—અંબા ભજતાં.
અંબાએ ઉગાર્યા સૌ દેવ મહિષાસુરને માર્યોરે;
ઇંદ્રને આપ્યું ઇંદ્રાસન પોતાનો કરી સ્થાપ્યોરે—અંબા ભજતાં.
ધુમ્ર લોચનને રોળ્યો સહેજ ચંડ મુંડને ચાંપ્યારે;
રક્ત બિજ્જા દૈત્યો સર્વે કુળ સહિત સંહાર્યારે—અંબા ભજતાં.
શુંભ નિશુંભ દૈત્યોને મારી દેવ કામ કીધુંરે;
પુષ્પ વૃષ્ટિ અંબા ઉપર થાય દુંદુભી વાગ્યાંરે—અંબા ભજતાં.
અપ્સરાનાં ગાયન ત્યાં થાય દેવતા પ્રસન્ન થયારે;
એવાં દેવતાઓનાં શુભ કામ અંબાએ કરીઆંરે—અંબા ભજતાં.
સુરથ રાજાનો કર્યો ઉદ્ધાર વૈષ્ય જ્ઞાન દીધુંરે;
એવાં દયાળુ ભુવનેશ્વરી માત ભક્તની ભીડ ભાંગીરે—અંબા ભજતાં.
સુદર્શનને આપ્યું રાજ યુદ્ધાજીતને માર્યોરે;
સિંહ ઉપર થયાં અસ્વાર સૌની રક્ષા કીધીરે—અંબા ભજતાં.
કાશી રાજને દીધાં દર્શન વરદાન પોતે દીધુંરે;
કાશીમાં પધારો સાક્ષાત દુર્ગાજી પધાર્યારે—અંબા ભજતાં.
નવરાત્રીનું ઉત્તમ વૃત્ત ખુશીએ કરીયુંરે;
ભુવનેશ્વરી થયાં પ્રસન્ન અણી માદી સિદ્ધિ આપીરે—અંબા ભજતાં.

રામને થયો સીતા વિયોગ બહુ દુઃખ તે પામ્યારે;
નવરાત્રીનું કીધું છે વ્રત સીતાજી પધાર્યાંરે—અંબા ભજતાં.
દેવકીજીને કૃષ્ણ વિયોગ દ્વારીકામાં થયોરે;
ત્યારે નવરાત્રીનું વ્રત પોતે ઉત્તમ કીધુંરે—અંબા ભજતાં
થયાં જગદંબા પ્રસન્ન કૃષ્ણજી પધાર્યારે;
નારદજીએ દીધી વધાઈ દેવકીજી માતાને—અંબા ભજતાં.
અશ્વપતી રાજાની પુત્રી સાવિત્રી દેવીરે;
તેનો પતિ સત્યવાન ભૂપ ધુમત્સેનનો પુત્રરે—અંબા ભજતાં.
સત્યવાનને આપ્યું આયુષ્ય સાવિત્રિ પત્નીએ;
ધર્મરાજા થયા છે પ્રસન્ન શક્તિ મંત્ર આપ્યોરે—અંબા ભજતાં.
ભુવનેશ્વરી મંત્ર પ્રતાપ પિતા વંશ વાધ્યોરે;
સાસુ સસરાને દીધાં લોચન રાજ્ય પ્રાપ્ત કીધુંરે—અંબા ભજતાં.
લક્ષ વર્ષો સુધી સુખ લઈને મણીદ્વીપમાં આવ્યાંરે;
એવો ભકિત તણો મહીમાય સાવીત્રી દેવીનો—અંબા ભજતાં.
બ્રહ્માં વિષ્ણુ અને મહેશ તેને મંત્રો દીધારે;
તેથી થયા સૌ દેવો પ્રસન્ન પોતે લોકો સ્થાપ્યારે—અંબા ભજતાં.
બ્રહ્મા વિષ્ણું મહેશને ઇંદ્ર સકલ દેવો ભજતારે;
એવાં પરામ્બા ભુવનેશ્વરી માત ભક્તોને તમે તારોરે—અંબા ભજતાં.
માટે સ્મરજો જગદંબા માત વદે **ધીરો** ભકતરે;
નવાનગર તણો છે વાસ જયશંકર સુત ગણજોરે—અંબા ભજતાં.
નાગર બ્રાહ્મણ વડનગરો છું દોષ નવ દેશોરે;
સંવત્ ૧૯૮૦ની સાલ વૈશાખ શુદ તૃતીઆરે—અંબા ભજતાં.
કાશીક્ષેત્ર પવીત્ર ધામ અંબા સ્તુતી કીધીરે;
માટે ભજજો અંબાજીનું નામ જયજય શબ્દ ભણજોરે—અંબા ભજતાં.
અંબા ભજતાં હજુ કેઈની લાજ જતાં નથી જાણીરે;
જેની સ્ફુરતા ભવાનીની સાથ વદે વેદ વાણીરે—અંબા ભજતાં.

# શ્રી અંબાજી ઉપર શુભ કંકોત્રી

( રાગ ઉપર મુજબ. )

કંકુ છાંટી કંકોતરી મોકલી લખીત કાશીક્ષેત્ર ગામ—અંબા વહેલાં આવજો.
સ્વતીશ્રી આરાસુરી માહે— અંબા વહેલાં આવજો.
અંબાજી વસે છે ત્યાંહ— અંબા વહેલાં આવજો.
હું તો નેડું માતાજી શુભ કામ— અંબા વહેલાં આવજો.
આવી પુરો મનડાં કેરી આશ— અંબા વહેલાં આવજો.
સાથે ગણેશ દુંદાળાને લાવજો, એ છે પાર્વતીનો પુત્ર—અંબા વહેલાં આવજો
તેડી લાવજો ચોસઠ બેહેન— અંબા વહેલાં આવજો.
તમ આવે થશે સુખ ચહેન— અંબા વહેલા આવજો.
સુંવાળી થકી બહુચરને તેડી લાવજો સંખલપુર સાંમી છે માત—અંબા૦
સાથે અજાઇ માતાજીને લાવજો તેના કુટુંબ સહીત પરિવાર—અંબા૦
પાવાગઢ વસે મહાકાળિકા તેનો મોટો છે મહીમાય—અંબા વહેલાં આવજો.
તુળજા ભવાની છે દક્ષિણ દેશ સંકટ આદી કાપે છે કષ્ટ—અંબા૦
સાથે સિધ્ધેશ્વરીને લાવજો સીતલા છે બાળક સરદાર—અંબા૦
હર્ષદ આવ્યાં છે રે હેતેશું જુનાગઢ વસે હીંગળાજ—અંબા૦
સરસ્વતી આવ્યાં સર્વશું ખોડીઆલ ઉભી છે ક્ષેત્ર—અંબા૦
સાથે કનકાઈ માતાને લાવજો ગીરનારી વસે ગીરનાર—અંબા૦
પદ્માવતી પાસેથી આવશે સિંહવાહિની આવે સુખ થાય—અંબા૦
કાળભૈરવ માનો કોટવાલ— અંબા વહેલાં આવજો.
મણીદ્વીપથી પરામ્બા પધારજો તમ આવે સુખ થાય—અંબા૦

૯૨૪૨૯



સાથે સર્વે શક્તિઓને લાવજો તેઓ છે તમારૂં સ્વરૂપ—અંબા૦
બાળ ત્રિપુરા દેવીને લાવજો ભુવનેશ્વરી આવે સુખ થાય—અંબા૦
સાથે કામાક્ષીને લાવજો દુર્ગા દેવી આવે શોભા થાય—અંબા૦
બિંદુ માધવ વસે છે કાશીમાં વિશ્વનાથજી રાજાધિરાજ—અંબા૦
સાથે અન્નપૂર્ણાજીને લાવજો તે છે અન્નતણી દાતાર—અંબા૦
સંકટાદેવી વસે છે કાશીમાં ગંગાજી આવે સુખ થાય—અંબા૦
વિંધ્યાચળનાં દેવી પધારજો નર્મદા વસે ગુજરાત—અંબા૦
શ્રી હાટકેશ્વર તાતને લાવજો તેનો પુરણુ માનું હું પાડ—અંબા૦
ભીડ ભંજન તે ભીડ ભાંગશે કુબેરેશ્વરને તેડું હું આજ—અંબા૦
સાથે બટુક ભૈરવને લાવજો હનુમાનજી આવે સુખ થાય—અંબા૦
નૃસિંહ રૂપ છે ઘણું રળીઆમણું તેને તેડી લાવજો સાથ—અંબા૦
પત્ર વાંચીને વહેલાં પધારજો સર્વે આવે સિદ્ધ થશે કામ—અંબા૦
એમ વિનવે છે ધીરજરામ સુત જેશંકર તણો—અંબા વહેલાં આવજો.
બટુકરામનાં છે શુભ લગ્ન— અંબા વહેલાં આવજો.
સૂર્યરામ દવેની પુત્રી છે પાર્વતી સાથે થવાં છે શુભ લગ્ન—અંબા૦
આપ ઉપર છે વિશ્વાસ અવસર શોભાવશો—અંબા વહેલાં આવજો.
ભક્તની તમે રાખોને લાજ— અંબા વહેલાં આવજો.
સંવત ૧૯૮૦ની સાલ છે વૈશાક શુદી દશમી બુધવાર—અંબા૦
જે કોઈ ગાયે શીખે ને સાંભળે તેની અંબા પૂરે છે આશ—અંબા૦